ॐ

वंदे मातरम्

# રસિક ભજનાવળી.

## ભાગ ૧ લો.



છપાવી પ્રસિદ્ધ કરનાર.

પા. નાગરભાઇ ગોવિંદભાઇ નડીઆદના.



ધી "ગુજરાત પત્ર" પ્રિ–િગ પ્રેસ—નડીઆદ.



પ્રત. ૧૦૦૦

સંવત ૧૯૬૧ ] પ્રથમાવૃત્તિ [ સને ૧૯૦૫

કીંમત રૂ. ૦-૮-૦

ॐ

वंदे मातरम्

# રસિક ભજનાવળી.

## ભાગ ૧ લો.



છપાવી પ્રસિદ્ધ કરનાર.

પા. નાગરભાઈ ગોવિંદભાઈ નડીઆદના.





ધી "ગુજરાત પંચ" પ્રિન્ટિંગ પ્રેસ-નડીઆદ.



પ્રત. ૧૦૦૦

સંવત. ૧૯૬૫ ] પ્રથમાવૃત્તિ [ સને. ૧૯૦૯

કીંમત. રૂ. ૦-૮-૦

# અર્પણ પત્રિકા.

પરમપ્રિય મુરબ્બી ભાઇ ચંદુલાલ
નંદલાલ દેસાઈ ધી. ગુજરાત પત્ર
પ્રિન્ટીંગ પ્રેસના મેનેજર સાહેબ.
નડીઆદ.

આપ મુરબ્બી તથા આપના કુટુંબીઓ મારા ઉપર ઘણોજ સ્નેહ ભાવ રાખોછો તેમજ આપ મારા ઉપર ઘણોજ માયા રાખી આપડો બાલ્યા વસ્થાનો સ્નેહ ઘણો રાખોછો તેમજ આપના પિતાશ્રી વકીલ નંદલાલ રણછોડદાસ મને પોતાના દીકરા બરાબર ગણી મારી વખતો વખત સંભાળ રાખે છે. તેથી આપને મારા ભાઇ તરીકે ગણી આ એક "રસિક ભજનાવળી" નામનું એક લઘુ પુસ્તક અર્પણ કરેલું છે તે સ્વીકારી આપ આ તાબેદારને આભારી કરશો.

હું છું આપનો તાબેદાર
નાગરદાસ [illegible] પટેલ

# વિનંતિ

સર્વે સદ્‌ગૃહસ્થોને નમ્રતા પુર્વક. વિનંતિ કરવાની કે આ પુસ્તક અમોએ અમારા નવીન પ્રયાસથી છપાવ્યું છે તેમજ અમોને જે સારાં રસીક ભજનો લાગ્યાં તે અમોએ ઉતારેલાં હતાં અને આ ભજનો ઘણા લોકો ગાતા હતા તેથી અમોએ ઉતારેલાં હતાં તેવામાં મારા એક બે મિત્રોએ આવીને મેં જે ભજનો ઉતારેલાં હતાં તે ચોપડી તેમણે જોઇ અને મને કહ્યું કે તમો આ ચોપડી છપાવો અને આ ભજનો ઘણાંજ પ્રેમી છે. તો તેના ઘણા ગ્રાહક થસે તે ઉપરથી મને એમ લાગ્યું કે આ ભજનાવળી છપાવીને વેચીશું અને તેમાંથી જે નફો રહેશે તે પૈસા હિંદુઅનાથાશ્રમ ખાતે ધર્માદા આપીશું આવું સમજી મે છપાવેલી છે તેથી વખતે મારા નવિન પ્રયાસથી તેમજ બીન અનુભવથી વખતે સુધારવામાં અગર લખતાં રહી જવામાં ભુલ થઇ હોય તો દર ગુજર કરશો.

તેમજ જો કોઇ સદ્‌ગૃહસ્થે છપાવેલ ભજન આમાં આવી ગયું હોય તો મારી ભુલ સમજી માફી આપશો એજ વિનંતી.

હું દાસોનો દાસ.

પા. નાગરભાઇ ગોવિંદભાઇ.



वंदे मातरम्



# રસિક ભજનાવળી.

## શ્રી. ગણપતિની સ્તુતિ

નમો ગરવા ગણપતિ સભામાં          લાજરાખ મા પારવતિ
એરે સુંઢાવાળાને સમરીએ એરે ગજાનંદ સમરીએરે
એવાને પાત્રિ સો દિન રાતિ ધ્રુવ ધ્યાન આરતિરે—સુંઢાળાને સમરીએરે
દેખત ડરે સલામ સૌ કરે, મહાવિક્રાળ મુરતિરે—          સુંઢાળાને૦
હીરે સાલો ગણપતિ ઓઢે, લલાટને ચરણનારે —          સુંઢાળાને૦
લાવસોનાની ચોડીએ અંબાડ, અજબ રૂપ ગણપતિરે—     સુંઢાળાને૦
હાથ કરજોડી કહે લખમો, મહેર કરોને ગણપતિરે—     સુંઢાળાને૦

મારી સેવા માની લેજો, ગણેસ સુંઢાળા ભરમ તાળા ગરૂ ખોલજોરેજી
જળરે લાવું તો ગરૂ મછીએ વટાળ્યાં,
કીયારે જળે હવે ગણપતિને નવરાવું.          મારી સેવા માની લેજો૦

ચંદન લાવુ તો ગરૂ માખીએ વટાળ્યાં,
કીયારે ચંદન હવે ગણુપતિને ચડાવું. મારી સેવા માની લેજો.
ફુલડાં લાવું તો ગરૂ ભમરે વટાળ્યાં,
કીયારે ફુલડાં હવે ગણુપતીને ચડાવું. મારી સેવા માની લેજો.
મોદીક લાવું તો ગરૂ, મંનેકે વટાળ્યા
કીયારે મોદીક હવે ગણુપતિને ધરાવું. મારી સેવા માની લેજો
એઇ પુંજા એઇ સેવા માની લેજો ગણેશ સુંઢાળા
ભરમ તાળાં ગરૂ, ખોલજોરેજી મારી સેવા માની લેજો.

ભજન.

પ્રશ્ન એક પુછુ રે, પ્રેમે કરેજો પુરાણી;
જગ કર્યું જગદિશેરે, એની કેઇ એંધાણી.
સાખી—પીંડ ઉપજાવતાં પહેલું શું ઉપજ્યુ, કેડે શું કહેવાય;
તનમાં પહેલુ શું બનાવ્યું, પાછળથી શું થાય.
શોધ્ર કરોને શાણારે. વિચારીને વદો વાણિ. પ્રશ્ન એક.
સાખી—ઉંગણુમાં આદિ કોણ કરીઓ, તત્વમાં પહેલું તે વાર;
તીન જનનીમાં આદિ શું કહીયે, પહેલો નર કે નાર.
ભ્રાંતિ ભાગો તેનીરે, સંતો સાચુ જાણી. પ્રશ્ન એક.
સાખી—પીંડમાં પાછળથી શું આવે, પહેલું શું પળાય;
જીવને દેહ જયારે જુદા પડયા ત્યારે; કાળ આવીને શું ખાય
મહા પ્રલયની માંહેરે. ક્યાં રહે છે પ્રાણિ પ્રશ્ન એક.
સાખી—બ્રહ્મ કલ્પને પદમ કલ્પ આદિ, એનું કહોને જ્ઞાન;
સાતમો કલ્પ વૈરાટ ચાલે છે, એનું બતાવોને ધ્યાન.
ગણુપત ગુરૂ ગમથીરે, અગમ ઉરમાં આણી. પ્રશ્ન એક.

સાવંગ.

સુખો ઝાટકી થઈ જાજે અત્યારરે મારી એ પરીએલ

અજમલના રામા આવજો હે હે જી.

ભીલાને વહેલા હાલજો હે હે જી,

નરસી મહેતાની નિંદા કીધી નાગરે હે હે જી

હારતો કઈ આપ્યા હાથો હાથરે મારી એ પરીએલ. અજમલના.

પશ્ચિમ દિશાથી પીરઃ પડકો માગે વાણિયો હે હે જી;

વાણિયાનાં સર્વે સુધાર્યાં કાજરે મારી એ પરીએલ અજમલના

લાખા અરમાં પાંડવોને પુરીયા હે હે જી

હાર્યાં હાર્યાં કઈ હસ્તના પુર રાજરે મારી એ પરીએલ. અજમલના

ઝેરના પ્યાલા રાણાજીએ મોકલ્યા હે હે જી

દેજો દેજો કઈ મીરાંબાઈને હાથરે મારી એ પરીએલ. અજમલના

ઝેરના પ્યાલા મીરાં બાઈએ આરોગીઆ હે હે જી

આવ્યા આન્ય કઈ અમરતના ઓડકારરે મારી એ પરીએલ અજમલના

નરસી મહેતાની કુંવરી કુંવરબાઈ જાહીયાં હે હે જી

દેજો દેજો કઈ સતોનો અમરાપુર વાસરે મારી એ પરીએલ અજમલના

ભજન.

વારૂ મહારા વિરારે, સંગ ન કરીએ નિચનોજી

નિચ સંગ નરકે લઈ જાય વારૂ મહારા વિરારે.

બાવળીયા કંટાળોરે, અતિ દિસે ઉજળો જી;

તેની છાયે વિંધાયા અંગને ચિર. વારૂ મહારા વિરારે.

આંબલીઆની છાંયા દેઠે રંગીઆમણિ જી

ત્યાંતો બેઠે શિતળ કાયા થાય વારૂ મહારા વિરારે.

આકડાના દુધ અતિ દિસે ઉજળાં જી
તેને પીધે તરતજ મૃત્યુ થાય. વારૂ મહારા વિરારે૦
અવરી કેરાં દુધ અતિ રળીઆમણાં જી;
તેને પીધે અમરતના ઓડકાર. વારૂ મહારા વીરારે૦
ગુરૂના પરતાપેરે બાઇ મારાં બોલીયા હે જી;
હોજો મારા સંતોના ચરણોમાં વાસ. વારૂ મહારા વિરારે૦

ભજન.

અમારાનો અવગુણરે, ગુરૂજીના ગુણ ઘણારે જી
ગુરૂના ગુણનો ના આવે પાર. અમારાને અવગુણરે૦
ગુરૂ મારા ધરતીરે, ગુરૂ મારા મેરૂ સમાનજી
ગુરૂ મારા ચંદરમાને સુરજ. અમારાને અવગુણરે૦
ગુરૂ મારા તીરથરે, ગુરૂ મારા દેવતાજી,
ગુરૂ મારા દેવોનારે દેવ અમારાને અવગુણરે૦
ગુરૂ મારા ગંગારે, ગુરૂ મારા ગોમતી જી;
ગુરૂ મારા કાસીનેરે કેદાર. અમારાને અવગુણરે૦
ગુરૂના પરતાપેરે બાઇ મારાં બોલીયાંજી,
હોજો મારા ગુરૂના ચરણાંમાં વાસ. અમારાને અવગુણરે૦

ભજન.

રામ બાણ વાગ્યાં હોય તે જાણે,
પેલા મુરખ મનમાં શું માણે. રામ બાણ૦
ગરભવાસમાં સુકદેવજીને વાગ્યાં, વેદપુરાણ વખાણે.
સાહેબથી સુનના ભુલી ગયા, એતો ફરીને બેઠા ઠેકાણે. રામબાણ૦

મોરધ્વજ રાજાનું વહાલા મન હરી લેવા, મારો વહાલો આવ્યા ખરે ટાણે
શિશ ઉપર કરવત મૂક્યું ત્યારે, પૂત્ર પતિ બેઉ તાણે રામબાણ૦
બાઇ મીરાં ઉપર રાણોજી કોપ્યા ત્યારે, ખડગ તાણીને ઊભા;
ઝેરના કટોરા મારા ગિરધરલાલે પાયા, એતો બન્યાછે અમરત ઠેકાણે રામ
દ્રુપતિ ઉપર દુર્યોધન કોપ્યો ત્યારે, ભરી સભામાં ચિર તાણ્યું;
નવસેં નવાણું વહાલે પુર્યાં છે ચીર, એતો આવ્યા છે ખરે ટાણે. રામબાણ
બાઇ મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ ગાસે;
તેનો સંતોના ચરણાંમાં વાસ થાસે રામબાણ વાગ્યાં હોય તે જાણે

## ભજન.

હરી મારી હ્રદયે રહેજો, પ્રભુ મારી પાસે રહેજો;
જો જો ત્યાગ થાતા રામ તે દીનો વિશ્વાસ છે.
ધના ભગતે ખેતી કીધી વેળુ વાવી આવ્યા રામ. તે દિનો૦
સાધુ જનનાં પતર પુર્યાં, ઘઉંનાં ગાડાં લાવ્યા રામ; તે દિનો૦
મીરાંબાઇને મારવાને રાણે હઠો લીધી રામ; તે દિનો૦
ઝેરના પ્યાલા અમૃત કરીને, તમેતો આરોગ્યા રામ; તે દિનો૦
જુનાગઢના ચોકમાં નાગરે હઠો લીધી રામ તે દિનો૦
નરસૈંયાની હુંડી લઇને, દ્વારકાંમાં દીધી રામ; તે દિનો૦
નામદેને ન્યાલ કીધા, છાપરાં ચંચરાવ્યાં રામ; તે દિનો૦
ભગત જાણી દયા આણી, ત્રિકમ ટાણે આવ્યા રામ; તે દિનો૦
શબરીબાઇનાં એઠાં બોરાં. પ્રેમ કરી આરોગ્યા રામ; તે દિનો૦
ત્રિભૂવનના નાથ તમને, મીરાંબાઇએ ગાયા રામ: તે દિનો૦

## ભજન.

દલ દરિયામા અખંડ હીવેરે, દીઠા વિના મારૂ મન ડોલેજી.
સંતોના ભરીએલ બંદા, કઇએ ન સ્પોધર્યાં
સતગુરૂ તાળાં એનાં કેમ ખોલેજી
નાભીરે કમળથી શબ્દજ ઉઠે, અમર ખડકી જઇ ખોલેજી.
દલ દરિયામાં અખંડ દીવોરે, દીઠા વિના મારૂ મન ડોલેજી.
આરે શબ્દ હાકરીને ગુજાસમાંહી, મેરામણ મેહા સતગુરૂ બોલેજી
આરે કાયામાં હીરલો અમુલખ, વસ્તુ છે પણ વાગુતોલેજી
દલ દરિયામાં•

બાર બાર તાળાં બંદા દોદ્રા કુંચીઓ, કોના મંદારમાં જઇ ખોલેજી,
ગગન મંડળમાં ગુપ્ત ગેબેદેસ બાવો બાવન પર સોહ્ય ખોલેજી.
દલ દરિયામાં•

નિજ તખત પર નામ નિરંજન બંદા, સુરતનું ન હોનું નટ ખેલેજી
અલખ લખાણા કો ઘર પાયા બંદા. હોયગા બાદશાહ પરમાણાજી
દલ દરિયામાં•

કહે રવિદાસ સંતો ભાણકે પરતાપે, કેમકરી શકે એમને દરવાનજી
દલ દરિયામાં•

## ભજન.

ગુરૂજી મારા માત પિતાએ જનમ આપીયો હે હેજી
એમને લાગુ છું તો પાય.
હંસલાએ ઘાયલ કીધા મારો પાંજરો હે હેજી.
ગુરૂજી મારા વાને વટોળે હંસલો હાલીયો હે હેજી

## ભજન.

હરીના ભજન વિના રામના ભજન, વિના જાની રહેસે જુવાની
તરૂવર દેખી વહાલે મારે વિદાંમારખાધો આતમ થયો મોહનો રાજારે
હરી જન હંસો જેટો હાલવા લાગ્યો પરદેશી માહલો પંખીરે
હરીના ભજન વિના૦
જોબન જાતાં જાણ્યું નહી જરા પહોંચી છાની માની.
કાળાં મટીને તારા ધોળાં થયારે આવીરે મોતની નિશાની
હરીના ભજન વિના૦
કંકુવરણી તારી કાયા જસે કેસર વરણી તારી પાનીરે
લઇ શમશાને તને બાળારે દેસે ઉડી જાસે તારી વાંનીરે.
હરીના ભજન વિના૦
સસરે વહાલું તારૂં ઘેરીને બેઠું વહે છે આસુડાંની હેલીરે
હરીના ભજન વિના૦

## ભજન.

વઠ પીપલકા વડા રૂખણા ડાલ મુંળ માંહી ઠાલેગા
જેરે બેસણે કંતા બંસના લાકડવા ઉડણ લાગેગા
સેદેવ જોસી નથી રહેવુ પાંડવો રહેસે કાઇજ વારલા ડુબાતે રામને
હસે રાઘવરાય એઠા એઠી કરશો નહી
બ્રાહ્મણ કે ઘેર અજીયા દુજે ઘોબી કે ઘર દુજે ગાય
મધ્યમ તણે ઘેર તુળસી ચારો ઉતમ લેવા દોડેવા
ડુબાતે રામને હસેરાઘવરાય

અને કોઇએન દીધો આદર ભાવ.
હંસલે એ ઘાયલ કીધો મારો પાંજરોરે હેજી.
ગુરૂજી મારા સંસાર સાગર તરવો દોહલોરે હેજી
તમે કેમ કરી ઉતરશો ભવ પાર          હંસલાએ ઘાયલ કીધો.
ગુરૂજી મારા મધરાતનો હંસો હાલીયો હેજી.
અને એતો ઊતર્યો સમુદરિયાપાર.          હંસાલાએ ઘાયલ કીધો.
ગુરૂજી મારા જીવણ જોશીની સંતો વિનતિ હેજી.
મારા સંતોનો અમરાપુરમાં વાસ          હંસલાએ ઘાયલ કીધો.

## ભજન.

રમતારે રામ આયેમેરી ઉભીયા જાગત જોગી આ૦યારે સંતો અમર
જોગી આ૦યારેજી
જલ બીચ કમલ કમલ બીચ કલીયાં, ઉસ બીચ ભમરાકુપાયાજી
જલ બીચ અગન અગન બીચ જલકે પવનકા પુરૂષ બનાયાજી
જલ કેરી મછીયાં હેઠે વિયાણી અધબિચ ઇંડા જમાયાજી.
ઉપરે ઇંડામા છોડા નહોતા ક્યાં થકી પવન ઉપાયાજી.
ઉડયા ઉડયા હંસલા ગગન જઇ બેઠા જેને ચાંચ
પાંખ નહી કાહીં કાયાજી
ચંદરમા સુરજ દોનું મારગ લાગ્યા, ભમર ગુફામે સંતાયાજી
ભમર ગુફામે તપસીરે તાપે ગગન મે. સુરતા લગાયાજી
મછંદર પરતાપે જતી ગોરખ બોલ્યા સમજ્યા સોનર સમાયાજી

વાણિયારે બ્રાહ્મણ વાટોરે પાડે જોગી હાટ મોડેગા,
સ્કુળની નારિયો લજારે સોપસે ગુણકા લાજ કાઢેગા

હુવાતે રામને૦

સાળો.રે આવે મન કમળારે હસે ભાઇ આવે મન વેરીગા
સાળી આવે ને સાદલોરે પડુરે બેન આંસુ ઢાળેગા

હુવાતે રામને૦

માત પિતાએ પુતર જમનમીયા જાણે તે માયા પરત પાલેગા
પરણ્યા કેડે પાચ હહાડે વહુંનીરે સંગ ચાલેગા

હુવાતે રામને૦

સોનાની થાળીએ બ્રાહ્મણ જમતા દીધાં દાન નવનેતા
દેદે કરતા ફરસે દામોદરા મધ્યમતણે ઘેર મ.ગેગા

હુવાતે રામને૦

પાચ પાંડવ હિમાળે ગયા જાણ્યું તે કળજુગ આવેગા
સેદેવ જોસી કહે મેં અગમ ભાંખીયા જીવેસો નર જુવેગા

હુવાતે રામને૦

## ભજન.

એના ઘડનારાને નરખો એના અભીગાગત ઓળખો
તમે નુરત સુરતને ઓળખો તમે પારેખ થઇને પરખો

એ કેણે બનાયો સરખારે હોજી

ધુળકી ઢગલમાં જોત જલત હે હેજી
અંધારૂ મટે નહીં ઇનકા તરકુ અજવાલે ગગનતા સુજે
ભેદ જડે નહીં આ ઘરકા એના ઘડનારાને નરખો

એ કેણે બનાયો સરખારે હોજી

પાંચ તત્વકા પીંડ બનાયા હેહેજી તમે નુરત સુરત નરખો
આ કોણે બનાવ્યો ચરખોરે હોજી
દેવળ દેવળ હોકારા પારેખ થઈ ને પરખો એના ઘડનારાને ઓળખો
આ કેણે બનાવ્યો ચરખોરે હોજી
એ સર્વેને એ બોલાવે હે હેજી ચરખો નહીં મંતરકે
પવન પુનગી બોલે ગગનમાં ભેદ જડે નહી આ ઘરકો.
એના ઘડનારાને ઓળખો.
કબીરદાસ સતગુરૂ સાચાહેજી મેં ગુલામી ઘરકા
આ ચરખાની મત કરો આશા ચરખો નહીં તે હરખો
એના ઘડનારાને ઓળખો.

ભજન.

નરરે નુગરાની સાથે નેડો ના કરીએજી એવા વીસવાસી નરનો શીદહેડો
મણુરાજરે કંઇ નરરે નુગરાની સાથે નેડો ના કરીએજી
હંસોને બગલો સંતો એકજ વરણાજી
એતો બેઠા કંઇ સરોવરીયા પાળ મણુરાજરેકંઇ નરરે નુગરાની સાથે
હંસ.ને જોઇએ રૂડાં મોતીનો ચારોજી
પેલો બગલો મહાદરીયો ડોળે મણુરાજરે કંઇ નરરે નુગરાની સાથે.
કરમના હીણા જોને હાંસ ભટકતાજી
એતો ખાલી બજારોમાં નહાસે મણુરાજરે કંઇ નરરે નુગરાની સાથે.
પ્રેમ રૂપી તો રૂરના પાટ પુરાવોજી
સાંમી જાગ હળ જોતો ઝળકે મણુરાજરે કંઇ નરરે નુગરાની સાથે
ગુરૂના પરતાપે સતિ રૂપાદે બોલીયાજી
એવા સંતોનાં બેડલાં સેવાસે મણુરાજરે કંઇ નર નુગરાની સાથે.

## ભજન.

મને દેખત આવે હાંસી, પાણિમાં મીન પિયાસી
આતમ તત્વ ચિન્યા વિનારે, તમે ઢુંઢી મથુરાં કાસી    પાણીમાં.
પોથી પઢ પઢ પંડિત મરગયે, ના મળ્યારે અવિનાસી    પાણીમાં.
મસિદ ચડ ચડ મુલ્લાં મરગયે ના મળે ચકકા વાસી    પાણીમાં.
કસ્તુરી મૃગકે કમલબસતકે, ઢુંઢતીરે બનગાસી    પાણીમાં.
દેહ દેરિમાં દેવ બિરાજે, તમે ઢુંઢો પથ્થર બનમાસી    પાણીમાં.
કહેત કબીર સુનો મેરે સાધુ, ગુરૂ મિલેરે ચોરાસી    પાણીમાં.

## ભજન.

હાંહાંરે કહુતો મુસે કહયો નવ જાય, નાવમે નદિયાં ડુબી જાય
ધર ન ડુબે ધકુલીના ડુબે, હાથી મલ મલ નહાય
કોટ કાંગરે પાણિઆયા, કિડિયાં પ્યાસી જાય    કહુતો મુસે.
એક અચંબા હમને દેખા, કુવામાં લગ ગઈ આગ
કીચડ પાણી જલ ગયાને, મછલી રહે ગઇ સાર    કહુતો મુસે.
મુગા બોબડા બાતો કરે, અંધા કુરાન બાંચે
ઠુંઠીઆ જબ તાલ બજાવે, લંગડાતો ખુબ નાચે    કહુતો મુસે.
એક અચંબા હમને દેખા, મછલી ચાવે પાન
કોવા બજાવે બંસરીતો, મેડક તોડે તાન    કહુતો મુસે.
સાસ કુવારી વહુ હમણીઆળ, નણંદી ફેરા ખાત
દેખન વાલી પુતર જણે, પાડોસણ હાલા ગાય    કહુતો મુસે.
કહેત કબીરા સુનો ભાઇ સાધુ, આભેદ વિરલા જાણે
સતવલ ઘરકા પુરાજ હોયતો, સોઇ ભેદ પિછાણે    કહુતો મુસે.

## ભજન.

દેવલ દેખલોરે વાચે જસ નીરંજન દેવછેજી
વગર ટાંકણું દેવલ રચીઆ, દેવળમાં તર ભંગી
વરણા વરણુ કછુ જયાં નાડી, પલ પલમાં બાકું રંગી દેવલ દેખનોરે.
પ્રેમ સરોવરતામે હંસ પડ, ઉસબીજ નિર્મળ હોઇ
ધ્યાન સ્વરૂપી ધોતિ કરલે, ચિને વિરલા કોઇ દેવલ દેખલોરે.
ચિત કર ચંદન મનકર તુળસી, ભાવ ભકિત કર પુજા
સ્વામી સેવક હોયતે સનમુખ આતમ દેખાહી દુજા દેવલ દેખનોરે.
ત્રિગુણ તેલકા કરલે દિપક, બ્રહ્મ અગિનપરજાળી
અંતઃકરણમાં ભયા અજવાળા. બાગી અલખ પુરસે તાળી દેવલ દેખનોરે
જેતની મુરત જુંગમાં દરસે, એટના સકલ પસારા
મુરતમાં અમુરત દરસે સો જન જુગસે ન્યારા દેવલ દેખનો
ગરજે ઘમ ઘોર ઓરના આવે બદલા રૂમ ઝુમ વરસે મેહા
પડયા રહયા ચોગાત ચોતરે, મિજ્યા નહી મેરી દેહ દેવલ દેખલોરે.
સત ગુરૂ મીલે સત ભેદ બતાવે, કાટે કરમકા ફાંસા
સુના પછી તુમકી[illegible] જાઓગે જાત કરલ્યો વાસા દેવલ દેખલોરે
કહેત કબિરા સુનો ભાઇ સાધુ તતસે લો બાઇ
ઉસપદકૂ કોઇ ખોજ બિચારે, નહી આવે નહી જાવે દેવલ દેખલોરે

## ભજન.

ગવરી નંદ ગણેસ મનાવો જી
જેને સમરેથી આપચ્છું સરેર કાજ [illegible] સત જુગના [illegible]

મુડે મુડે પાપ સતધરમ તરેરે
અક્ષર જાતાં ગુરૂનાં વચન ફરેજી    સાંભળજો સત જુગના લોકોજી
પાપ પુન્યનો ઝગડો લાગ્યો જી
કાંટે ચડાવે વાંકી ખબરો પડેરે    સાંભળજો સત જુગના લોકોજી
પાપની બેડલી તો પ્રલેરે થાસેજી
ધરમની બેડલી તો સદાએ ફરે    સાંભળજો સત જુગના લોકોજી
આગે જરૂખે આપણા સત ગુરૂ બેઠાજી
ખરાં ખોટાંની ધણીરે મારી ખબરો કરે    સાંભળજો સત જુગના લોકોજી

## ભજન.

સરસ્વતિ માતારે બ્રહ્મા પુત્ર વિનવું.
લાગુ લાગુ ગણપતિને પાયરે    રંગાવો રામા ચુંદડી
ચુંદલડીએ ચોખલીઆળી ભાત    રંગાવો રામા ચુંદડી
ચુંદલડીનો ચટકો દહાડા ચાર    રંગાવો રામા ચુંદડી
હીર ચીર ઓઢણુંરે હરજીવનના હાટનારે
બજ્રજતરો વૈકુંઠનાથ    રંગાવો રામા ચુંદડી
સોભાગ્યવતી નારી ચુંદડીનાં સુતર કાંતે
કાંત્યું કાંત્યું નવમાસે શેર    રંગાવો રામા ચુંદડી
નવરંગી નારી ચુંદલડીનોરે તાણો તાણ્યું
તાંણ્યા તાંણ્યા નવસેં અરાડ    રંગાવો રામા ચુંદડી
ચુંદલડીનેતો ચારે છેડલેતો મોર જડાવ્યા
વચમાં મેલ્યો પુનમ કેરો ચાંદ    રંગાવો રામા ચુંદડી
ચોલડીનાં બીબાંરે ચતરભુજે બ

ઢળ્યાં ઢાળ્યાં નવસેં અરાડ                    રંગાવો રામા ચુંદડી
ઓઢી પહેરી બજારમાં સમર્યા
નરખો નરખો ભગત પ્રેલાદ                    રંગાવો રામા ચુંદડી
સુરને પરતાપેરે બાઇ મીરાં બોલીયાંજી
ચુંદલડીનેમારા સંતોનો આધાર                    રંગાવો રામા ચુંદડી

## થાળ.

મારે આંગણીએ તમે આવો નકલંગી વીરા મોતીડે વધાવુંરે હોજી
કુંકુ કેશરની ગાર ધલાવું મારે આંગણિએ લિપાવુંરે હોજી
સોના રૂપાની છો દેવરાવું સોના રૂપાનીરે હાં છો દેવરાવું
ત્યાં લઇસ લખાવુંરે                    મારે આંગણિએ.
અગર ચંદનનારે ઝાડ મંગાવુંરે, મારે આંગણિએ રોપાવુંરે હોજી
તળ્યાં તળ્યાંને ચુરમા, તાંબડાએ ઘી પિરસાવુંરે  મારે આંગણિએ
પાટની આગળ જયારે ઢાઢજ મોકું ત્યારે જાગ્યા સો નર માગેરે હોજી
નુગરા કોરી પાવ લેવાને આવ્યારે ત્યારે લાલચમાં લપટાણારે  મારે.
મારા સાચા સાહેબ જ્યારે પાટ પધારે ત્યારે ધરતી પાય લાગેરે હોજી
સંત ઓધારણુ ભલે પધારે ત્યારે દાસ કમાલ ગુણ ગાવેરે  મારે આં.

## ભજન.

તમે ભિતર ખોલીને જોજોરે ગરિબો
દરિયો ડોળે રતન ના પાવેહે
ગ્યાન સરોવર હંસા બેઠાહે
એ તો મોતીડાંનો ચારો ચરેંગા ગરિબો                    દરિયો ડોળે

નદી કિનારે બગલા બેઠાહે
એતો માછલી આવેને ચાંચ મારે ગરિઆ       હરિયા ડોળે
અગર ચંદનનો મોડવો રચિયોહે,
તમે મોટા મોટા સંત તેડાવોરે ગરિઆ.       હરિયા ડોળે
સંતની પાવડિયે સુરા નર ચડસેહે,
એતો નહીંરે કાયરનું કામરે ગરિઆ       હરિયા ડોળે
નરસીંહની ચેલી લીલાબાઈ બોલ્યાંહે
મારા સંત અમરાપુર માહેરે ગરિઆ.       હરિયા ડોળે

## ભજન.

પુછ્યો શું ફરે છેરે, ભુલ્યો ભવ કુપમાં પડયો.       એ રાગ.
પંડિત પુરાણિરે, કુરાની તમે કયાંરે જુરો.
અગ્નિને સાંભળ્યુંરે, અજ્ઞાની આથડી મુરો.       પંડિત પુરાણિરે
પોથી વાંચી પરને દેખાડે, કરે ઉદરનો ઉપાય.
કહેણી કહુને રહેણી ન રાખે, તેણે અરથ સધાય.
આમા શું દોડો છોરે, મુઢ તમે ફેરલી જુરો       પંડિત પુરાણિરે
ગુરૂ થઈને ગ્નાન ન સુણાવે, ફોગટ ફુંકાવે કાન.
શિષ્ય પાસે શેવા કરાવે, તોય ન આવે સાન.
એમ પુરૂષ જાણીનેરે, કાયર જેમ લાગે જુરો.       પંડિત પુરાણિરે
ટોપી પહેરીને તિલક કર્યા, બેરખાં રાખ્યા બે જોડ.
ધોતિ ધુવેને પગ પખાળે ખોટા થઈને ખોડ.
માયાના અંધારેરે, અહ્યા તું તો આથડી મુરો.       પંડિત પુરાણિરે
તિલક તાણ પાખંડ કરે છે, આતમ ચિન્યા વિના ફોક.

માતિ પરતાપે નારણ કહે છે, પાખંડ કરે આ લોક
[illegible] નવ જાણેરે, જ્ઞાની આપે શોધી જુવો પંડિત પુરાણિરે

## ભજન.

મનસા માલણીજીરે, ગોરખ જાગતા નર સેવીએ.
જાગતા નર સેવીએ, તુને મીલે નિરંજન દેવ. મનસા માલણીજીરે
પથર પુંજે હરી મીલે તો, મેં પુંજુ ગિરીરાય.
આ પહાડકી ચકી બનતહે, પીસ પીસ જગ ખાય. મનસા માલણી
માલણ લાવી ફુલડાં, એનો કળીએ કળીએ જીવ.
ઓહી ફુલ દેવનકુ ચડતહે દેવજ પોતે શીવ મનસા માલણી
માલણ લાવી ફુલડાં, ધર્યા દેવની પાસ.
એ દેવ મે સત્ય હોય તો કેમ ન આવે પાસ મનસા માલણી
ટાંકણુ દેઇ પથ્થર ઘડ્યો, ધર્યો છાતી પર પાસ
એ દેવ મે સત્ય હોય તો, ઘડનારાને ખાય મનસા માલણી
એ પથ્થરના દેવને, દીજે જળમાં ડાલ.
આપે બુડે તે કોને તારે કોણ કરે સંભાળ. મનસા માલણી
પુંજારીના ઓશિયાળા, ઠાકર ઠામે ઠામ.
બંધિવાન મંદિરના, ઠાકર કહેવાના ભગવાન. મનસા માલણી
સેવ સુંવાળી રાંધીને, ધરી દેવન પાસ.
જમનારો તો જમી ગયો, દેવને ના આવી વાસ મનસા માલણી
એક ભુલ્યો દુજો ભુલ્યો, ભુલ્યો સબ સંસાર.
એક ન ભુલ્યે જોગી ગોરખો, કરી ભજન આધાર મનસા માલણી

## ભજન.

ઉંધો કુવો સંતો જળ વિના, નિત્ય ભરે પનીહારી.
અસત જુઠું નવ બોલીએ, બ્રહ્મ, જુવોને વિચારી ઉંડો કુવો
હેઠે કુંભાર ઉપર ચાકળો તે મેં ફરતો દીઠો
કીડી કેરા નેત્રમાં, હસ્તી જતાં મેં દીઠા. ઉંડો કુવો
નદિ કેરાં નિર ઉલટયાં, જઇ પરવત ચડીયાં.
હરણે પાસા બાંધિયો, માંહી પારધી પડિયો. ઉંડો કુવો
હેઠે ભમર ઉપર કમળ છે મે માળી છાબમાં દીઠા
તેનો પ્રમલ વાપરો, ચૌદ લોકમાં દીઠો ઉંડો કુવો
હેઠે ગાગર ઉપર પનિહારી, તેને ભરતાં મેં દીઠી.
ગોરખ બોલ્યા વિનતી, વાણિ છે બહુ મીઠી. ઉંડો કુવો

## ભજન.

ફુલ્યો શું ફરે છેરે, ભુલ્યો ભર કુપમાં પડયો—એ રાગ-

પાણીનો ખેલ બનાવ્યોરે, એની તો કહીએ અકલ ઘણી
સઉથી એતો ન્યારોરે શોભા તો એના નામ તણી. પાણીનો
ખરૂં એ પાણી ખોટું એ પાણી, પાણી ખારીગુને ખાંડ.
એ પાણીથી થયાં નરનારી, એ પાણીથી થયાં બ્રહ્માંડ.
પાણીનું બન્યું મોતીરે, પાણીની બની હીરાકણી પાણીનો
પાણીની અમુલખ કાયા બનાઇ, હાડ ચામ લોહી માંસ.
પાણીનાં પશુ પક્ષી બનાવ્યાં, પહાડ પથરને ઘાસ
પાણીના હાથીઘોડારે પાણીની સાલ પામરી બની પાણીનો
પાણીનારે પચરંગ બનાવ્યા, અઢાડ ભાતનાંરે અન્ન.
કુંથીરે નથી માહ્યા સાંઈ બીરાજે, તેને દેખીને થયો છું દંગ

સંગ કીધો તેગરે, સતા તો આતમાણી ધણી પાણીનો
અક્ષરાતીત બ્રહ્મ અક્ષરની પાયા એ અક્ષરનર ને નાર
આમકારથી ત્રણુ ગુણુની પાયા, એ અઠાવીસ નિરધાર
ઓગણુત્રિસમાં મહાદેવ વિશ્નુરે, ત્રિસમાં બાપુ ગયારે બણી પાણીનો

## ભજન.

રાગ ઉપરનો—

નામ જેણે જાણ્યુરે તે તો વેદ ચારે ભણ્યો.
ભેદ જેણે જાણ્યોરે તે તો ખરો તરત બન્યો નામ જેણે જાણ્યુંરે
બત્રીસ આભુસણુ અંગે ધરે નારી, નાક વિના શો શણુગાર
કુત્રિએ આપનું આપતે જાણ્યું, તે કેમ કરી ઉતરે પાર
સાર કયાંથી મળશેરે ભણ્યો ખરો પણુ ગણ્યો નહી નામ જેણે જાણ્યુરે
વાંઝણીં નારીને સ્વપ્નજ આવ્યું પુત્ર નથી એની પાસ
એમ દેખા દેખી ભજનકરે તેની કેમ કરી પુરે આસ
કોને બાપ કહેસેરે વેશ્યાએતો પુતર જણ્યો નામ જેણે જાણ્યુરે
નામ રૂપને ગુણુનો નાશ વળી ચોથુ પદ અવીનાશ
એ ચોથા પદનો ભેદ જાણે તેને કહીએ હરી તણો દાસ
ના કરીએ કર્મનો સંસેરે એક પલમાં હણ્યો નામ જેણુ જાણ્યુરે
ગરીબી રાખી તમે ગુરૂને ચાહો, કરો શબ્દનો તોલ
આપણુ થકાજે અદકા મીલેતો, તેનો ધારણુ કરવો બોલ,
ગુરૂને સંગ બાપુરે અનામી નામ પોતે બન્યો નામ જેણે જાણ્યુંરે



## ભજન.

સોહં રામ સમરોરે મારી આતમના આધાર
ભરમણા ભાગોરે ગુરૂ દરસ કરો દેદારજી
મોહ માયા મુરખ મલકાવે, અંધો કરે અહંતા નુગરો સંકટ નામાને
ધણી વિના ખાસે માર લેખાં લેસરે ખુની તોખરો ગુરૂ દરસ કરો દેદારજી
સત ધરમમાં સમજ્યો નહી ને બાંધે કરમ પરિવાર
ભકિતન ભાવે સંતન સેવે તો કેમ મળશે કીરતાર
કુડ કાઢો તમે સાચુરે નામ સંભાળ ગુરૂ દરસ કરો દેદારજી
રવી ગુરૂ બોલ્યા પડદા ખોલ્યા પ્રગટ કરે પોકાર
ગુરૂ ગમ હોયતો ગોતી લેજો, તરવેણી ટંકશાળ
ગગન ગુફામાંરે સુણી ઝીણા ઝણકાર ગુરૂ દરસ કરો દેદારજી
સાધુ સુરાતો સનમુખ લડશે કાયર તજે તલવાર
શિરને સાટે સાહેબ સેવો તો સફળ જન્મ નરનાર
મરજીવા મોજ માણે દરબાર ગુરૂ દરસ કરો દેદારજી
દયા દાન અમરા પર મળશે, કારજ સફળ સધ.
કુંડી પામ્યો હજુરમાં તો, કબુલ કરે કિરતાર
ચરણમાં રાખો જન આપણી કરી ધાર ગુરૂ દરસ કરો દેદારજી
શિર સંતોરી નિર્મળે જીણા, સોડી પહોંચ્યા પરપાર
અધર સીંહાસન આપ બીરાજે, અધર પુરૂષ નિરધાર
સોંધ સુરતને લાલદાસ જાય બલી હાર ગુરૂ દરસ કરો દેદારજી

## ભજન.

પીયાલો હમને પાયોરે સત ગુરૂએ મારે કીરપા કરી
આ દેહીમાં દરસાયોરે હારો હાથ આપે હરી પીયાલો મને પાયોરે

પહેલો પીયાલો લખી રામનો, જુગતે પાયો જોઇ
કુંચી બતાવી આ દેહતણી, એવી કળા બતાવી કોઇ
એવાં ત્રીકુટી તાળાં ઉઘાડયાં, સુનમાં દરસાણુ સોઇ
એવું નગર બધુ મેં જોયુંરે, જરારે જરી પીયાલો હમને પાયોરે
બીજે પીયાલે બુદ્ધિ વાપરી, આવી સંતોની સાન
વૈરાટ રુપી વર્ણવું જેમ જોતાં, જમીન અસમાન
આ દેવળમાં દરસાણા, સાચા સત ગુરૂ શ્રામ
એવી લગની લાગીરે બેઠી હું તો ધ્યાન ધરી પીયાલો હમને પાયોરે
ત્રીજે પીયાલે ત્રણ ગુણ પ્રગટયા, તેમાં પાંચ તત્વ પરકાસ
સુન મંદીરમાં એમ અલેખ પુરૂષ અવીનાસ
નવે ખંડ મારો છે નાથ છે, જેમરવી ઉગવાની આસ
એવી અગમનિ ગમની ખબરો, ગરૂએ મારે આપી ખરી પીયાલો મને.
ચોથે પીયાલે સાન કરી, મારા હરીએ ઝાલ્યો હાથ
એકવીસ બ્રહ્માંડપર, મારે વહાલે બતાવી વાત
એ નામના તો નિશ્ચથયે, જેમ નિશ્ચે તુઠયા નાથ
એવી અમ ઉપરરે, કેસવગરે કરૂણા કરી પીયાલો હમને પાયોરે
પાચમે પીયાલે પુરણ થયા, જેમ ભેટયા સુંદરરાય
રુદે કમળમાં રવિ પ્રગટયા જેમ જોતાં રજની જાય
અખંડ ધારા વરસીઆ, જેમ ગેબી ગરજના થાય
એવા શ્રાવણ કેરાં સરવડાંરે, ઝરમર ઝરમર નુરતો ઝરે પીયાલો મને
છઠ્ઠે પીયાલે સત ગુરૂ મળ્યા, જેમ નિશ્ચે થયા લખી રામ
ઘણા દીવસથી ડોલતી, મારા ગુરૂએ બતાવ્યું સાન

સખીરામ ચરણું રામદાસ બોલ્યા, પુરણ પામી ધામ
મરણમાં હમને રાખજોરે, હાગટ ફેરા મણુરે ફરી પીય.સો દુમને.

ભજન.

મુળ શબ્દ ક્યાંથી ઉઠે કોણ દેશ જઇ બોલે
કોણ મંડળ શબ્દ કારવાસા તત્ત કરી લો તોલે
કોઇ પરખંદા સત શબ્દકા રૂપરે કોઈ પરખંદાજી
કેતનારે લંબા કેતનારે ચોડા કેતના હે ઉનમુના
કેસા રૂપ શબ્દકા સંતો કરી બતલાવો ધ્યાના કોઇ પરખંદાજી
ખાટારે મીઠા હલકારે ભારે લંબા હે કે ચોડા
ગરીબકુ કોઈ સમજોતો શબ્દકા રંગ કેણે દેખા કોઇ પરખદાજી
શરીર ખોલ શબ્દકુ પકડો હદય કહી દીખલાવો
પંડ પડે પરગટ ભાખે શબ્દ કહાં સમાયોરે કોઇ પરખંદાજી
ભીમદાસ કહે સુણો રવિદાસ ગમકી ગમન અફેરી
કોન દેશજે કહાં નિરંતર સમાઇ ગઇ દોરી કોઈ પરખંદાજી

ભજન.

મુળ શબ્દ નાભી થારે ઉઠે તરવેણી જઇ બોલે
સુન મંદિરમાં શબ્દકા વાસા કોઈ ખડતાળ સાધુ ભાગ્ને કોઇ કોઇને ૬
અહોલાલરે કોઇ લેહંદા શત શબ્દકા વિચારરે કોઇ લેહંદા
જેસારે દિપક પરકા મંદિર એસા શબ્દકા રંગા
દ્વાદસ આંગળ બાહેર ભિતર ચોડાહે સડભંગા કોઈ લેહંદા
શત શબ્દકા વિચારરે કોઇ લેહંદા

દલકતો કોઇ શંત ના માને વાકુ ભારે કહીએ
માહીતો મરજાદ ગુરૂકી સવાંત સુબુદ્ધિએ રહીયે કોઇ સેહંદા
શત શબ્દકા વિચારરે
કોઇ કમળકી અધર અણિપર રૂપ શબ્દકા દેખા
સુરત શાનમાં લઇ ગયા જબ હિયા કરમ પરમેખા કોઇ સેહંદા
શત શબ્દકા વિચારરે
સત ગુરૂ શબ્દે ભયા. સંતતર ગટ મટ પટ દરશાયા
રવિદાસ કહે પંડ પઠે ત્યાં નિરાધાર સમાયા.
કોઇ સેહંદા શત શબ્દકા વિચારરે

## ભજન.

ડુલ્યો શું ધુરે છોરે ભુલ્યો ભવ કૂપમાં પડ્યો એ રાગ
હોલો હોલી કહેછેરે પ્રભુજી મારી વહારે ચડો
બનમાં મારાં મારેરે તળે આવી બિસ ખડો હોલો હોલી કહેછેરે
બાણુ તાણીને ઉભો પારધિ ઉપર આવ્યો બાજ
દરમાંથી સરપ જો નિકળે તો વણસે અમારાં કાજ
ગરૂડના ગામીરે આડી રાખી રાખે તો રહો હોલો હોલી કહેછેરે
કહેતામાં પ્રભુ પરવરીયા તે સર્પ ચિયે નિરવાણુ
પારધિને પગે ડસિયો તતક્ષણુ લિધા પ્રાણુ
ત્યાંથી બાણુ છુટયુંરે બાજ આવી હેઠે પડયો હોલો હોલી કહેછેરે
કઠણુ વેળામાં કામજ આવે ભજન કરે એ જાય
એવા સમરથ સ્વામીને મુકીને કોના પુજીએ પાય
ગુનેગાર તહારોરે તુળસીદાસ ખરારે ખરા હોલો હોલી કહેછેરે

### ભજન.

પરથમ સમરૂ નામ ગજુંસા સમરૂ સારદા માઇ
કયે ઘડે નિર કયુ રહેવે કયું રહેવે કાગળમાં પારાજી
બગલા મોતીડા કુકયા કરે મોતી હંસા; કાચારે
વસ્તુ જોઇ જોઇ વહોરીયે એથી અવગુણ નવ હોયજી
દિપક વિનાના મંદીર કેસાત્રિકુટીકુતાળાં
ક્રિયા વિનાના જોગી કેસા જેસા સમુદ્ર ખારા હેજી વસ્તુ જોઇ
અંધા આરસીકુ કયા કરે કયા કરે મુરખ માળારે
કાફર તસબીકુ કયા કરે બહેરા સનમુખ સંખ હેજી વસ્તુ જોઇ
પુત્ર વિના કેસી માવડી માળી વિના બગિચાકા ફુલરે
દેવ ડુંગરપરી બોલીયા બોલ્યા સબજુગ સારા હેજી વસ્તુ જોઇ

### ભજન.

નાખેલ પ્રેમની દોરી, કાનુડે હમને નાખેલ પ્રેમની દોરી;
આણી તેડ ગંગા વહાલા પેલી તેડ જુમનારે
બિચમે ગોવાલણકુ ઘેરી; ગળામાં હમને નાખેલ પ્રેમની દોરી
વંદરા તે વનમાં વહાલો, ગૌ ઘેનુ ચારેરે
બંસી વગાડે ઘેરી ઘેરી; કાનુડે હમને૦
ગોકુળીઆ ગામને ગાંદરે વહાલો, બંસી બજાવેરે;
બંસી બાજે છે ઘેરી ઘેરી; ગળામાં હમને૦
જુમનાને કાંઠે વહાલે, રાસ રચ્યોતો રે;
મન કાળા ને રાધા ગોરી; ગળામાં હમને૦
બાઇ મીરાં કહે છે પ્રભુ, ગિરધરના ગુણ વહાલા;
એના ચરણ કમળ ચિત્ત ચોરી; ગળામાં હમને૦

## ભજન.

શું રે કરવું છે રાણાશું કરવું છે હિરા માણેકને મારે શું કરવું છે;
ધ્યાન તો ધણિનું મારે ધરવું છે વરતો વિઠલને મારે વરવુંછે. હિરા
હિરનાં ચિરતો મારે કામન આવે રાણા;
ભગવી ચાદર ઓઢી મારે ફરવું છે; હિરા માણેકને૦
કલ્લાં ને કંઠી મારે કામ ન આવે રાણા,
તુળશીની માળા પહેરી મારે ફરવું છે; હિરા માણેકને૦
મહેલ ને મહોલા તો મારે કામ ન આવે રાણા,
ચારે ચોપટડે મારે ફરવું છે; હીર માણેકને૦
બાઇ મીરાં કહેછે પરભુ ગિરધરના ગુણ વહાલા,
સંતોના ચરણમાં માંહી મારે તરવું છે; હિરા માણેકને૦

## ભજન.

આતમ અવિનાસી જેણે તોડી દીધિ જમડાની ફાંશી; આતમ૦
ચડી તખત પર દેખ્યા તમાસા; આતમ અવિનાસી
ગંગારે જુમનાં ગડહડે માંહી મથુરાંને કાસી,
એક પલકમાં કરી લેને આશા મીટ જાય ચોરાસી; આતમ૦
જે હીરે સુરતારે ચડી ગગનમાં બ્રહ્મ રહ્યા ભરી;
આપ આપમાં કરે કલોલા સબ ઘટના વ્યાપી આતમ૦
સાચુ કહીએ તો જુગતના માંને લોક કરે હાંસી,
બત્રીસ પદતો આતમા પુંરણ પરકાસી; આતમ૦
જેનેરે મોટા મુનીવર ગાવે જોગી સન્યાસી,
[illegible] માવજી સત્ય શૂર [illegible] એમ તણ્યા પ્યાસી; આતમ૦

## ભજન.

એક દીન એસારે આવસે, સોઇ મારા રૂદિયામાં સાલ્રેજી;
મિત્રો મળ્યારે બહુ પ્રકારના જોર કેનુ ન ચાલે જી. એક દિન૰
ઉત્તર દિશાથી ફોજો આવશે, ઘેરી દસ દરવાજાજી;
કાયા નગરનો રાજા ઘેરીઓ, બહાર પડીઓછે રાયજી. એક દીન૰
કેનારે છોરૂ ને કેના વાછરૂ, કેનાં માય ને બાપજી;
અંતકાળે જાવું એકલા, સાથે પુન્ય અને પાપજી એકદીન૰
સોળરે વરસની સુંદરી, ઉભી ટગમગ રૂવેજી;
આંસુડે ભિંજાયો એનો કંચવો ઉભી ડુસકે રૂવેજી એકદિન૰
નથીરે તાપોને નથી તુંમડાં નથી ઉતર્યાનો આરોજી
ભુતનાથ ચરણે અણોભણે પ્રભુ પાર ઉતારોજી એકદિન૰

## ભજન.

સરસ્વતિ માતા સારદા દેવી તને સમરુ.
લાગુ મારા ગુરુજીને પાય ગુરૂજી પોથી વાંચે
ભજીલો સુહાસી સીતારામ નામ સોતરી જાસો
સગો નથી સંસાર કાયાનો ઘડ કાચોરેજી
પાણીમાં પેદાસ બની કાયા કાચી
જનરખ જીવડો હાથ વસ્તુ એ લાંધી ભજીલો સુહાસી સીતારામ નામ
કોણુ તોરી માને બાપ કોણુ તોરી સંગ ચાલે
સત મોરી માને બાપ ધરમ મોરી સંગ ચાલે ભજીલો
કોણુ દેસે આદરભાવ, બેસણું કોણુ આપે.
ગુરૂ દેસે આદર ભાવ, બેસણું સંત આપે. ભજી

જાતનો રોહીદાસ, વરતુ એલાચી
ગાવે પુરણ પ્રેમ ભરમણુ સોભાજી　　　　ભજ્યો

ભજન.

જુગ દરસન મેસાયા દમકા, હે મેલાજી
તુમ ચેતોને સંત સુવેલારે　　　　જુગ દરસનમેસાયા
પાંચ તત્વકા મોલા, મહેલ બનાયાજી
એ મહેલકા ભેદ દોહ્યલારે　　　　જુગ દરસનમેસાયા
બાવન બજાર, ચોગસી ચૌટાંજી
ઉસમે અલેખ કેદારાજી　　　　જુગ દરસનમેસાયા
એરે કાયા મે બંધ્ર કાય હે તે રાજી
તુમ મુરખ સમજ કર મેરારે　　　　જુગ દરસનમેસાયા
સંપટ લોભી હોકે પરખાય પૈસાજી
આપમા ન સંગમે અપેલા રે　　　　જુગ દરસનમેસાયા
કુડી કાયા સંતો કુડી હે માયાજી
કોમટ હોગા ભવકા ફેરારે　　　　જુગ દરસનમેસાયા
આયા એકીલા બંદા જાયગા એકીલાજી
હરિ વિના હેગા કોણ બેલીરે　　　　જુગ દરસનમેસાયા
કરના ચાહેતો સંતોકરલે બંદગીજી
માનુસ દેહો સહેલારે　　　　જુગ દરસનમેસાયા
ગાવે દલપતસાંઇજી ગુરૂ પરતાપેજીજી
સાંયા સત ગુરૂકા ચેલારે　　　　જુગ દરસનમેસાયા

## ભજન.

લાગ્યો પ્રેમને ઉપજ્યો અનુભવ ચેતન રહેને મેરેભાઇ
અમો ઉપર સત ગુરૂ દયા કરીને સુરતાઇ લહેરમાં આઇ
માત પિતાને તારો કુટુંબ કબિલો સ્વારથની સગાઇ
ધરમરાજા તને પકડી બોલાવે પરણી રહેસે અળગી રેમનવા ચેતન૦
મહોંય છે કે બહાર બોલે તેની ખોજ કરોને મેરેભાઇ
મહોંય છે કે બહાર બોલે મનવા ચેતન રહેને મેરેભાઇ
કાળ મારીને મહોય કરો મસાલા
કુબુદ્ધિના કાંટા કઢઇ રેમનવા ચેતન રહેને મેરેભાઇ
નાનુ પરતાપે બોલ્યા લખમીરામ
ગુર કળા વરતાઇ રેમનવા ચેતન રહેને મેરેભાઇ

## ભજન.

તંબુરા સુણસે સતોભાઇ તારા આવા ગમન મટી જાવે,
તારી લખચોરાસી મટી જાવે; તંબુરા સુણસે૦
પાંચ તત્વનો બન્યો તંબુરો, ત્રણ ગુણ તાલ મીલાઇ,
ઓહંગ સોહંગ રટનામાંરે લાગ્યા, નિરગુણ રાહ બતલાયા. તંબુરા૦
અનઘડ સુતારે ઘાટ ઘડીઓ, કેસો ઘાટ ઘડાઇ
રણઝુણ રણઝુણ વાજે તંબુરો બંકનાળ ઘડ માંહી. તંબુરા૦
દાસ મોતિરામે ગાયો તંબુરો, સત ગુરૂચરણાં માંહી,
જ્ઞાન ગરિબીથી ગાયો તંબુરો સંત અમરાપૂર માંહી. તંબુરા૦
તારા આવાગમન મટી જાવેગા તારી લખચોરાસી મટી જાવે. તંબુરા૦

## ભજન.

છોડી મત જાઓ મને એકલી વણજારાજી૦
મને મેલી મત જાઓ પરદેશ સોદાગર હંસાજી૦
તમેરે પાંજરાના પોપટા વણજારાજી૦
અમેરે તમારી તુઇ સોદાગર હંસાજી૦
ઉડી ગયો પાંજરાનો પોપટો વણજારાજી૦
ઓલી તુઇ કરે ટાહુકાર સોદાગ હંસાજી૦
તમેરે વનના મોરલા વણજારાજી૦
અમેરે તમારી ઢેલ સોદાગર હંસાજી૦
ઉડી ગયો વનનો મોરલો વણજારાજી૦
ઓલી ઢેલ પડી ધુળ માંહી સોદાગર હંસાજી૦
તલસરાની તાપણી વણજારાજી૦
એવી પરદેશીની પ્રીત સોદાગર હંસાજી૦
મછંદર પરતાપે જતિ ગોરખ બોલીયા વણજારાજી૦
મારા:સંત અમરાપુર માંહી સોદાગર હંસાજી૦

## ભજન.

સન્યાસી નજરે આયા, સરભંગી નજરે આયા, કોઇ અતિત નજરે આયા
કોઈ હંસા નજરે આયા. જેને ચાંચ પાંખ નહીં કાયાજી૦
બીના પાળ એક સરોવર ભરીયુ, મોરી નજરમાં આયા,
મનવા મેરા બહોત રંગિલા, પાળ બેઠ કર નહાયા. સન્યાસી૦
બિના બાદલ એક બીજ ઝબુકે, નિરખ્યા નવલખ તારા,
ઝરમર ઝરમર મેવલા વરસે, વરસે અખંડ ધારા. સન્યાસી૦

બિના મુખ એક પંખી બોલે, બોલે અમરત વાણી;
સાધુ હોય તે સમજી લેના, અગમ ધરકી વાણી. સન્યાસી॰
બિના મુળ એક તરૂવર રચીયું, નહીં વાડ વહીં વેલો;
ગુરૂ પરતાપે ગોરખ બોલ્યા, મછંદરીનો ચેલો. સન્યાસી॰

ભજન.

સાધુરે હરિજન તુમ જુવોનેરે જાગી, મોરલીતો ગગનમાં જઇ વાગી॰
પરથમ પીયાલોરે હાં, મારા ગુરૂજીએ પાયોરે;
પીતાં પીતાં મારી ભ્રાંતો ભાગી. મોરલીતો ગગનમાં જઇ॰
દસ દરિયામાંરે હાં, અખંડ દિવોરે;
જોતાં જોતાં મારી જોતો જાગી. મોરલીતો ગગનમાં॰
ઇંગળાને પિંગળારે હાં, સુક્ષમણા નારી રે;
બાળ સ્વરૂપી બાવો બહુ છે નામી. મોરલીતો ગગનમાં જઇ॰
બોલ્યા હરિદાસરે હાં, ખમૈયાને ચરણે રે;
સાધુના ચરણુમાં અમે મહેરો માગી. મોરલીતો ગગનમાં॰

ભજન.

મહા કેરા વન મ્હાંય, તપીયોજી તાપે વારીરે;
તપીએલ તપસા સાધી;
આવારે ગમની જયારે, ખબરૈ જાણી ત્યારે;
માયા મુમતા શોદ ત્યાગી રે, કોઇ એસા મિલે સો કાયા અમર રાખે॰
દસ કેરી દુગધા, ભાગેરે વારીરે,
મારા મનડાની મુમતાઓ ટાળે. કોઇ એસા મિલે સો॰
જડી ને બુટીએ શાન્ત ન થઇઓ વારીરે, ના થઇએ દોરડે ધાગે॰

નાડીઓનો વધ્ધ પુરી નજરમાં ના આવે ત્યારે ધનવંતરી ગયા હારીરે,
કોઇ એસા મિલે સો૦
દેવીને દેવતા, પીર પેગંબર વારીરે, સરવે મલીદો માગે;
જીવને જમરા જ્યારે લેવાને આવે ત્યારે, ઘર ઘર ધ્રુજવા લાગે ભાગેરે૦
કોઇ એસા મિલે સો૦
તખત તરવેણી લિરમાં વારીરે, અનહદ વાજાં વાગે;
ગમન મંડળમાં જ્યારે જાગીને જોયુ ત્યારે જળહળ જોતો બધે જાગેરે૦
કોઇ એસા મિલે સો૦
સત ગુરૂજીના સાનમાં વારીરે, સંસાર અળખો લાગે;
કહે કાનડપુરી સમજી હાલોરે, જન્મ મરણ બેયો ભલે ભાગેરે કોઇ૦

ભજન.

હિરલો પડીયો વાટમાંને, અંધા ઠરકર જાયરે;
તેજ હે પણ સુજે નહીં, કેઇ પેર દર્શન થાય.
મેં ભુલી રાહા શહેર બતાવો સાહેબરે કબીરકા૦
કયા અંધેકુ આરસી, કયા બહેરાસેં બાત;
મિલે આપણાં દેશકુ, ત્યારે કહું દિલડાંની વાત. મેં ભુલી રાહા૦
સોનુ રાખો કસી કસીને, રૂપુ રાખો પાસ;
જોબનીયુતો એણીપેરે જાશે, જેડું રંગ ગાપુંરરે, મેં ભુલી૦
લેરી છુટયારે શહેરમાં, કસ્યે પડશે પોકાર;
દસ દરવાજા બંધ હુવા, ત્યારે નિકળ ગયો અસવાર. મેં ભુલી૦
ધમણ ધણણ લેઇ રહી, હેરણુ કરે ગુજાર;
કોયલા તો પુંજાઇ ગયા, ત્યારે ઉડી ગયો લવાર. મેં ભુલી૦

કાં દેવલકુ પુજના ભાઇ કાં દેવળકી આથ;
નહાયે ધાયે હરી ના મીલે, એતો પેલા જનમની ખોડ. મેં જુલી૦
જ્યાની જુક્યા ધ્યાનીરે જુક્યા, ઉમર એળે જાઇ;
દાસ જીવણ સંતો ભીમ કેર ચરણે, કેમ ભૂલ્યા જાણી જોઇ. મેં જુલી૦

ભજન.

સુરાને કોણ શીખવે, રણ ચડવાની રીત;
કેસરીઆ અટકે નહીં, જેને મરણ તજવાસું પ્રિતજી.
બીજ બીજકી વૃક્ષ હે, બીજ ધરતી અંકુર;
બીન પાણી કા રસ હે, યો જીવનકા મુખજી.
અંબર ધમકે સુનમાં, ગરજે ધોર ગંભીર;
લાકી આહે મેદાનમાં, પામેગા કોઇ સુરજી.
અંતમ દ્રષ્ટતો ઉંચલે, નાચે ગતિસંચાર
મન પાણીકો બનાકે, નીચે ઢળકણ હાર.
કબીર મરના સબકો હે, મરી જાણે ન કોઇ;
એક બેર એસા મરના, તો ફીર જનમ ના હોયજી.

ભજન.

એરે સુંઢાળાને સમરીએ રે, અદલ ફકીરી આબાદ લટકું.
નાહે ધોએ હરી ના મીલે, અદલ ફકીરી આબાદ લટકું;
નાહે ધોએ ઓલી માછલી રે, તુગરો કેદી અમરાપુર જાય એન લટકું.
ધ્યાન ધરે હરિ ના મીલે, અદલ ફકીરી આબાદ લટકું;
ધ્યાન ધરે ઓશો બગલોરે, તુગરો કેદી અમરાપુરે જાય એન લટકું.
ખાખ લગાવે હરિ ના મીલેરે, અદલ ફકીરી આબાદ લટકું;

ખાખ લગાવે ઓલી ખાલકીરે, નુગરો કેદી અમરાપુર જાય એન લટકુ•
જટા વધાર્યે હરિ ના મીલેરે, અદલ ફકીરી આબાદ લટકુ;
જટા વધારે ઓરો વડલોરે, નુગરો કેદી અમરાપુર જાય એન લટકુ•
બાઇ મિરાંની વિનતીરે, ગુરૂજીના ચરણ કમળમાં લાગ્યો મારો ચટકો;
એરે મુંઢાળાને સમરીએ રે, અદલ ફકીરી આબાદ લટકુ•

## ભજન.

હે દાતા ગવરિનાનંદ ગણેસને સમરૂરેજી રે હે
તમ સમરૂ શંકર દેવારે વારી વારી રુપે અખંડા ગુરૂજીને ઓળખો હેજી
અલખમેં તારો પાર ન પાયો પૃથ્વીના માલીક તમારેરેજી
દાતા જમી આશમાન મુળ બંધ રચીએરે એતો બીના થાંભલે ઠેરાવ્યોરે
વારી વારી રૂપે અખંડા•
દાતા સુનશીખર પર એક બાળક ખેલેરેજી એતો બાળક રૂપે સેવાયોરેજી
વારી વારી રૂપે
દાતા ભરમ ખોજને એક ભરમ ઉપાયોરે હે હે જી
એતો ચંદ્રમા સુરજ એક ઘેર લાવ્યા વારી વારી રૂપે•
દાતા ગગનમંડળમાં એક અટલ અખાડોરેજી
ત્યાંતો દર્શન વિરલે પાયારે વારી વારી રૂપે•
દાતા સવરીના શંત દેવી સત બોલીઆં હે જી
એતો અખંડ જોત ગટ માંહી વારી વારી રૂપે અખંડા•

## ભજન.

પરથમ સમરૂ શ્રી ગુરૂદેવ, ગણેસને મનાવીએ;
સારદાકુ શીશ નમાવીએ, રામ ગુણ ગાઇએ.

ચાલો જઇએ ગુરૂજીના હાટે, જ્ઞાન બુદ્ધિ લાવીએ;
એમ રીઝેછે દિન દયાળ, પુરણ પદ પામીએ.
વાકા સંગમાં બગડયા એ દુધ, વાકુ સંતો શું કરીએ;
વામાં ગરથ નથીરે લગાર, વાકુ ઢોળી દીજીએ.
ચલી મેંતો પિયાજીને સંગ, પિયાસંગ રમ રહી;
મેંતો એસી અભાગણુ નાર અમરત ઢોળી વખ પીધાં.
દાસ મંગળ ગુણુ ગાય, આય સંતો ધ્યાનમાંઃ
મારા સંતોનો વૈકુંઠ વાસ, અમરાપુર બનુમાં.

## સાવળ.

જેસળ કરીલે વિચાર, માથે જમ કેરો માર, સ્વપ્ના જેવો છે સંસાર;
તોળી રાણી કરેછે પોકાર, આવોને જેસળરાય;
પ્રેમથકી આપણુ મળાગે, પુરાસાખ્ય હોય ત્યાં જઇ ભળીએરેજી.
આ ભવ આવીઓ અવતાર, માથે સત ગુરૂ ધાર;
જાવું ધણીને દરબાર બેડલી ઉતારો ભવપાર આવોને જેસળરાય.
ચંદા સુરજ વસેછે આકાશ, નવલખ તારા એની પાસ;
પવન પાણિની સહુ લોક કરે આશ આવોને જેસળરાય.
ગુરૂના ગુણુનો નહી પાર, ભક્તિ ખાંડાનીછે ધાર;
નુગરા શુ જાણે સંસાર, એનો એળે ગયો અવતાર આવોને જેસળરાય.
છીપો સમુદ્રમાં થાય, વાકી ધન્યરે કમાય;
મોતીના મેવલા વરસાય, ત્યાં તો સાચાં મોતી થાય આવોને જેસળરાય.
મોતી એરણુ ઓરાય, માથે ધણુ કેરા માર;

કુટે ફટકીયાં કહેવાય, સોનીને ત્યાં ખણે ખખરથાય  આવોને જેસળરાય.
જીવની મતિ ગુરુ પાસ, જેવી કસ્તુરીની બાસ;
તોળી રાણી તેજનો અંબાર, સેવકોનીજ લેવા આવે લાજ
આવે.ને જેસળરાય.
નવલખ કોથળીયું બંધાય, તે તો બાધીડા કહેવાય;
હીરા માણેક હાટે વેચાય, તે તો મુલે મોઘા થાય  આવોને જેસળરાય.
નિત્યઉઠી નહાવાને જાય, કાયા ઉજળાન થાય;
ગુણકાનો પેટ બાપ કોને કહેવા જાય, માવઠામે એકણુ ન વેડાય.
આવોને જેસળરાય.
દેખા દેખી કરવાને જાય, તે તો અધુરીઆ કહેવાય;
હાથમાં દીવો લઇ કુવે પડવા જાય, જુગની વાણી તોળા રાણી ગાય.
આવોને જેસળરાય.

## સાવળ.

કરીએ સત્યનો વિચાર, સતિઆ હોય નરને નાર;
સત્યે ચાલેછે સંસાર, સત્યે મેઘ વરસે ધાર;  આવોને આતમરાય.
આપણુ જ્ઞાન સાંભળીએ, એવી પ્રેમની તો રૂડી રીત પાળીયેજી.
બગલો હંસ જેવો, નિત્ય નિર જોવા જાય;
જપેને ઉભુ એક પાળ, ચિતમાં માછલાં રહાય  આવોને આતમરાય.
પીતળ પીળુતો દેખાય, જ્યારે સોની પાસે જાય;
એતો અગ્નિમાં તપાય, ત્યારે તેની કીમત થાય  આવોને આતમરાય.
મોતી હીરવા કહેવાય, એનું નીર ઉતરી જાય;
આંગે દેહીના સંધગાર, એનું મુલતે શું થાય  આવોને આતમરાય.

હીરા ઝવેરી પાસે જાય, ત્યારે એરણુમાં હોમાય;
ઘમસે ઘણુ ફેરા ખાય, ત્યારે મુલથી વેચાય. આવોને આતમરાય.
ત્યારે સભાઓ ભરાય, સાચા સંત ભેગા થાય;
સંતની છાયા તો દેખાય, ત્યારે ભક્ત કહેવાય આવોને આતમરાય.
ગુરૂની ગમવિના ગાય, એતો મૂરખ કહેવાય;
એનો મોક્ષ નવ થાય, નુગરા નરકે જાય. આવોને આતમરાય.
પ્રેમનો પાટ તો મંડાય, જસની જ્યોત ત્યાં પ્રગટાય;
મનની મોટવા રચાય, દીલ સુદ્ધ દાનનો દેવાય આવોને આતમરાય.
ગંગા સમુદ્રમાં જાય, ત્યારે એક રૂપ થાય;
તેમાં નરને નાર નહાય, તેનો મોટો મહીમાય. આવોને આતમરાય.
આસન પદમ તો બંધાય, સોહંગ જાપ તો જપાય;
ત્યારે સિદ્ધ કારજ થાય, ત્રિકુટી દાન દેવાય. આવોને આતમરાય.
તૃષ્ણા તરત મટી જાય, આતમ રૂપ તો ઓળખાય;
ત્યારે જીવનો શીવ થાય, એનો ગુણ ગણુપત ગાય આવોને આતમ

સાવળ.

ભલો ભર્યો મેવાડ ધણનો રાણો રાય કુંભો
કુંભલડાના સનીખાર, હરીજન હેતે મત્યારીજી.
ઓતરા ખંડમાંથી ચારણુ આવ્યોરે હાં;
આવ્યો આવ્યોરે, કુંભા તારા મહેલરે ભલો ભર્યો મેવાડ ધણનો.
રૂપુ માગે તો ગઢવા સોનુરે અપાવુંરે હાં
અને આપુ આપુ ગરથને ભંડાર ભલો ભર્યો મેવાડ ધણનો.
સોનુ રૂપુરે મારે અતિ ઘણુરે હાં

હું માગુ કુંભા તારી રાંણીરે        ભલો ભલો મેવાડ ધણનો.
અસત બોલું તો મારૂ સત હારૂરે હાં
અને સુન સુની મહેલ તમારારે        ભલો ભલો મેવાડ ધણનો.
સાંજ પડી સતિએ દિવડીઆ અજવાળયારે હાં
મહેલે આવ્યો ગઢવી ચારણરે        ભલો ભલો મેવાડ ધણનો.
ફરતાં ફરતાં ગઢવી ત્યેણુ લાગ્યોરે હાં
અને જ્યારે જુવે કુંભો રાણોરે        ભલો ભલો મેવાડ ધણનો.
સવાર પડીને ચારણ આવ્યોરે હાં
સુતા માલાને જગાડ્યોરે        ભલો ભલો મેવાડ ધણનો.
કરજોડી ગઢવી પાય લાગ્યોરે હાં
સાચો સાચો ધરમ તમારોરે        ભલો ભલો મેવાડ ધણનો.
માલ દેવની કુંવરી સતિ લિલાવતી બોલ્યારે હાં
મારા હરિજનનો અમરાપરમાં વાસરે        ભલો ભલો મેવાડ ધણનો.

## સાવળ.

જેસળપીર તારા હલકાની દુખનઓ મેલ જાડેજા જી.
જેસળ પીર તારા મનડાની મુગતાઓ મેલ જાડેજા જી.
આપણ એકરે ચીતે હરીને સમરીએ હે હે જી.
આપણ એકરે મને હરીને સમરીએ હે હે જી.
જેસળ પીરજી તમેરે હીરો હેમલાલ        જાડેજા જી. ( ૨ )
આપણ એકરે હાથમાં પરોવીયા હે હે જી.        જેસળ પીળજી
જેસળ પીરજી તમેરે ચંપાને કેળ        જાડેજા જી.
આપણ એકરે બાગમાં રોપાવીયા હે હે જી.        જેસળ પીરજી.

જેસળ પીરજી તમો ચોખા હમો દાળ — જાડેજા જી.
આપણુ એકરે વાસણુમાં ઓરાવીયા હે હે જી — જેસળ પીરજી.
જેસળ પીરજી તમોરે સરોવર હમો પાળ — જાડેજા જી.
આપણુ એકરે સરોવરનાં દોદોતસ્વરાં હે હે જી — જેસળ પીરજી.
બોલ્યા બોલ્યા ખેમલીઆ કોટવાળ — જાડેજાજી
તોળા રાણીએ હરખે ગાયો હરિનો ઝુલણો હે હે જી — જેસળ પીરજી.

## સાવળ.

પાપ તારૂ પરકાસ જાડેજા ધરમ તારો સંભાળ
તારી બેડલીને બુડવા નહી દેઉ ઝાડેજા રે તોરલ કહે છે.
કરીએલ વિકરમ પાપ તેળારે રાણી મેં કરીએલ વિકરમ પાપ
મારાં અનુભવ આડાં આવશે તાળાંદે એમ જેસળ કહેછે. પાપ તારૂ૦
હર હેર્યાં લખ ચાર તોળાં સસ હરણી હેર્યાં લખ ચાર
બાણું લખ મોરલા મારીયા તોળાંદે એમ જેસળ કહેછે પાપ તારૂ૦
લુંટી કુંવારાની જાન તોળારાણી લુંટી કુંવારાની જાન
મેઢળબંધાં મારીઆં તોળાંદે જેસળ કહેછે. પાપ તારૂ પરકાસ૦
તોડી સરોવર પાળ તોળારાણી તોડી સરોવર પાળ
જળના જીવડાં મારીઆં તોળાંદે જેસળ કહે છે પાપ તારૂ૦
તોડી વડલીઆ ડાળ તોળારાણી તોડી વડલીઆ ડાળ
નવ લખ ગાયો મારીયો તોળાંદે જેસળ કહે છે પાપ તારૂ૦
જેટલા માથાના વાળ તોળારાણી જેટલા માથાના વાળ
એટલા ગુન્હા મેં કર્યા તોળાંદે જેસળ કહેછે. પાપ તારૂ૦
બોલ્યાં જેસળ ઘેર નાર તોળાં રાણી બોલ્યાં જેસળ ઘેર નાર;
મારા સંત અમરાપુર મહાલજો તોળાંદે જેસળ કહે છે. પાપ તારૂ૦

## સાખળ.

હાલો મન મેરા હે હે જી આપણુ દેસલડે જાઇએ
ભિમજી કાપડીયાનાં દર્શન કરીયે હાલો મન મેરા હે હે જી
હીરા ખલકા હે હે જી માથે મુગટ બીરાજે
અનહદ વાજાં વાગે રામા પીરનાં વાગે હાલો મન મેરા હે હે જી
કાળો કાળો કુંભજ હે હે જી બેઠી જાજે છે માળા
સહુર ઠરોરે બાચ વડલા વાળા હાલો મન મેરા હે હે જી
કચ્છ ધરતિમા હે હે જી રૂડો મેળો ભરાસે
તેર મેળામાં આલમ દુનિયાં જાસે હાલો મન મેરા હે હે જી
ગંગાને જમનાં હે હે જી સંતિયો નહાવાને જાસે
નહાવાને જાસે એનાં પ્રાશ્ચિત જાસે હાલો મન મેરા હે હે જી
આપણુ દેસલડે જાઇએ ભિમજી કાપડીયાનાં દરર્શન કરીયે હાલો મન.

## છપ્પો.

અગરાડીલો મેઘ જગતમાં સૌકો જાણે
ખાગ્ગા પડીયો કાળ જગતમાં કોઇ નવ જાણે
મોતી મોંઘા મુલ વેગ પડતુ લાગે,
કુવડુ પાણી જાર જેમ અંગારે દાઝે
વહુ, વર, ગોધલો, વછેરૂ, એટલી ચીજો આપણ જાણીયે,
કવી ચુનીલાલ કહે સત માનજો, નીપજ્યા પુઠે વખાણીયે,

## છપ્પો.

પરનારીસું પ્રિત તેને નિંદ્રા નવ આવે
પરનારીસું પ્રિત તેને ભોજન નવ ભાવે

પરનારીસું પ્રિત તેના અંધારે ઉઠયા
પરનારીસું પ્રિત તેના નવ મહલ ફટયા
પરનારી પાપનું મુળ છે પર જસ બોલે આપડા
કવી ચુનીલાલ કહે સત માનજો તે અંતર આખે બાપનાં

છપ્પો.

વાવ્યો લસણનો છોડ વાડ ચંદનની કીધી
કયારો ભર્યો કપુર ખાતર કસ્તુરી દીધી
પહેરે આછાં ચીર રામ રાજાની રાણી
હેમ ઘડુલ્યો હાથ પાય ગંગાજળ પાણી
જેમ જેમ સાંચે છોડ વાસના અદકી વધે
કવી ચુનીલાલ કહે સત માનજો જાત વિના ભાત કયાં નવ પડે

છપ્પો.

સુરાને દાતાર તેને નગધન કરી થાપ્યો
સુમ સતિ હીણ તેને ઘણો દ્રવ્યજ આપ્યો
ચંચળ તરીયા નાર તેને વર મુરખ વાપ્યો
ચૌદ વિદ્યા ગુણ જાણ તેની કોટે પથ્થર બાંધ્યો
તરૂવર ફુલ ઉજાડ દીસ સેબળ ફુલને કારણે
કવી ચુનીલાલ કહે સત માનજો જો ભુલે ઇન્દ્રનાથ બરતારણે

ભજન.

કેમ કરી સતગુરૂ સમરીએ, ને કેતાં લીજે નામ;
કેવારે તેમને ભાળીએરે, સંતો કેવો છે આતમરામ.

સંતો. ભેદ અગમ ના પામીએ.

સાંસ, ઉસાસે સમરીએને, અવીનાસી લીજે નામ;
નુરત સુરત કરીને નિરખીએરે, ઘટોઘટ આતમરામ. સંતો ભેદ૦
કયાથી આવ્યા કયાં જાઓ છો, કયાં તમારારે વાસા;
ઠીક કરીને અમને ઠેકાણા બતાવો, કયાં છે તમારા ગામા. સંતો૦
કેમ કરી અમહી આયે દુરથી, અમરાપુર મેરા વાસા;
સુરતા ચડી છે આસમાનમાં, ભમર અમારાં છે ધામા. સંતો ભેદ૦
કેમ કરી વિજળી કરે ઝબુકા, કયાંથી જયોતિ જાગે;
કયાં સતગુરૂજીની નોબત વાગે, તખત તે કોણ બિરાજે સંતો ભેદ૦
કોણ શબ્દકી ધુન લગાઇ, કોણ નામ નીરધાર,
પુછે ખેમદાસકુ રવીરામ શું, તમે મહાંઇ બોલો છો કે બહાર. સંતો૦
સત શબ્દકી ધુન લગાઈ, હીરદે નાંમ નીરધાર;
કહે રવીદાસ સંતો ભાણ પરતાપે, ઓહંગ સોહંગસે અમારા. સંતો૦

## ભજન.

અકળ કળામાં ખેલરે નર ગ્યાની ( ૨ )
આ કાયામાં દસ દરવાજા,
સુનમેં તખત મારો સંચોરે. અકળ કળામાં ખેલરે નરગ્યાની૦
જાગ્રત સુપન સુસુપતી તુરીયા
વાંકી ચરકી બલીહારી. અકળ કળામાં ખેલરે૦
રવી, સસી અલકોમ મેન જાણું,
મેલી ઉજાલા ચાલે અંધેરા અંધેરા. અકળ કળામાં ખેલરે૦
આરે કાયામાં પચીસ પરકટીઓ,
બોલવણુ વાળો છેરે ન્યારો. અકળ કળામાં ખેલરે૦

સેવાદાસ ચરણે ગંગારામ બોલે,
અંતર પડદારે ખોલો. અકળ કળામાં ખેલરે નરગ્યાની૦

## ભજન.

બંગલા ખુબ બન્યારે, અમેર જેના ન્યારા ન્યારા ખેલ
પાંચ પચિસ માંહી પાત્તર નાચે, પાળાનો નથી પાર;
ઓઈ જરૂખે મારો શ્યામ બિરાજે, રંગ ચડયો છે અજબ બંગલા૦
ત્રણ ગુણકા ગારા બનાયા, પાંચ તત્વની ઇંટ;
ગણનારો તેનો ન્યારો ન્યારો, જરૂખા મેલ્યા બે ચાર બંગલા૦
નવસેં નાડો ને બોંતેર કોઠા, બારીઓનો નથી પાર;
મનને પવન બેરે ધજા ફરૂકે, કહેત ગંગાગદાસ. બંગલા૦

## ભજન.

રણઝણ રણઝણ શબ્દરે રણકે, અચળ અજબ અમર દીવા.
સોહંગ સોહંગ ઉલટ ઝડ લાગી, સોઇ સમરણ સાધન સેવા;
પાંચ તે નકી સમજ સંભાળો, તનમાં મન અંતર ગાળ્યા.
ઓઘાટ ઘાટ ઓલંગ્યારે, બંકનાળ રસ કેમ વાળ્યા;
ગ્યાની આતમરામ સુણો, ગ્યાની જન હંસના ટોળા નહીં હારે.
માન સરોવર હંસારે બેઠા, બગનાં ટોળાં રહ્યાં બારે;
હંસ ગતિને બગલા શું જાણે, એનું મન મછીઓ મોહ કેમ જાળે.
નાભીરે નાસીકા નેણામાં નરખો, સોઇ સાંસામાં મારા સંત રહે છે;
ત્યાં ધરૂકી વાત જોગેશ્વર જે ગયા તે એમ કહેછે.
સંતપુરણ કે મળ્યા સન્યાસી, ભવસાગરમાં તાર લીયાં;
બારથી રહેતાને ગુરૂ મનોહર મળીયા, આપ સરીખા આપ કીયાં;

## ભજન.

મુજ મત ઢુંઢે બંદા, એતો તેરી પાસ હું;
નહીં જમનામાં નહીં ગંગામાં, નહીં કાસી કેલાસમાં. મુજ મત ઢુંઢે બંદા
નહીં મંદીરમાં નહીં મસીદમાં, નહીં તકીયા મેદાનમાં.
મને કયાં તું ઢુંઢે બંદા.
નહીં મેં બકવા નહીં મેં ચકવા, નહીં મેં છુરીના મ્યાનમાં;
કહેત કબિરા સુનો ભાઇ સાધુ, મેં સાસમેં સાસમે
મને કયાં તું ઢુંઢે બંદા

## ભજન.

એહ બ્રહ્મનો બતાવે ગુરૂદાતા
મુરખ સમજયા વિના ઘણું ધાતા ધાતારે ગુરૂદાતા.
આખર અખરા અતિતકુ જાણે.
આતમા ચિને તો મત નવ તાણે,તે તો પુરૂસ પ્રકરતી પરમાણે. ગુરૂદાતા
પાંચ તત્વનું શુત, તે તો સમજયા વિના ધુળ;
તેનું નીકળે નકી સુળ, બાપુ સમજીને બ્રહ્મ જઇ નાતા. ગુરૂદાતા
તમો ગુણ થકી થયું આકાશ, પવનમાં તે કેરો વાસ;
જળમાં તેજનો વાસ, બાપુ સમજીને બ્રહ્મ જઇ નાતા. ગુરૂદાતા
રજને ગુણ થકી દસ ઈંદ્રી લીજે, તેના જુજવા વદેક સંતો કીજે,
રંગ, રૂપ, સ્પર્શ, રસ, ગંધ, બાપુ સમજીને બ્રહ્મ જઇ નાતા ગુરૂદાતા
સતોગુણ થકી અંતઃકરણ લીજે, તેના જુજવા વદેક સંતો કીજે
મન, બુદ્ધિ, [illegible], અહંકાર, બાપુ સમજીને બ્રહ્મ જઇ નાતા.
ચોવિસ તત્વનું શુત, તે તો સમજયા વિના ધુળ
બાપુ સમજીને બ્રહ્મ જઇ નાતા, એહ બ્રહ્મનો બતાવે ગુરૂદાતા.

ભજન.

રવી સાહેબ રમતાં હીંડરે આવ્યોરે, છે ઝીણોરે ઝીણો;
આપેર આવોરે આપે એકલી, સકેદર એથી પણ ન્યારોરે. આવો છે ઝીણો
એ પંખીડાને ચાંચ પાંખ નહી, નાદ સુંદરે એ ન્યારોરે. આવો છે૦
આપેર આવોરે આપે સમર્થ, બાળક રૂપે સેવાયો બીહારે આવો છે૦
કુંવર પોઢાડ્યા જેના પારણીયાંમાં, તેજમાં તાળાં ખોલીરે. આવો છે૦
આગળ છાપીરે પાછળ છાંપેલ, એતો છાંપા છે તમારોરે. આવો છે૦
છાંપામાં મારો ધણી છુપાઇ રહ્યો છે, સતગુરૂ છે છાંપા બારોરે. આવો છે૦
એ રવી સાહેબ સત ભાણ પરતાપે, બાવન અક્ષર બોલે બારો
આવો છે ઝીણો છે ઝીણો

ભજન.

અલબેલા રસિયા ગિરધારી, સુંદીર સામ હો તજી અમને;
મથુરાના વાસી આવા ન બનીએજી.
આંગળી આંગળીએ વ્હાલે, ગોર્વધન તોળયોરે;
આધપર રંગ ઢોળ્યો— સુંદીર સામ૦
વાંસલડી વગાડી વ્હાલે, બજુકાર વાગે;
લાગ્યો મુને મોહ તારો— સુંદીર સ્યામ૦
રાતે વનમાં વાલે, રાસ રમ્યો છે;
સોળસે ગોપીમાં ગિરધારી— સુંદીર સ્યામ૦
સંસાર રૂપી વહાલા, સાગર ભર્યો રે;
બાંય ગ્રહો હવે મારી— સુંદીર સ્યામ૦

નદીનો કાંઠો વહાલા, આવને દોડ;
અલબેલી દેછે મુને ગારી— સુંદર શ્યામ૦
બાઇ મીરાં કહેછે પ્રભુ, ગીરધરના ગુણ,
ચરણ કમળ બલિહારી— સુંદર શ્યામ૦

# સાખીઓ૦

ચલતાં ચલતાં થક ગયા, નગર રહ્યા નવ કોસ;
બિચમે ડેરા ગિર ગયા, કયા સુરજકા દોષ. ૧
કબિર હમ વાસી ઉન દેશકે, જહાં જાત વરણ કુળ નહીં;
શબ્દ મિલાવા હો રહ્યા, પણ દેહ મિલાવા નહીં. ૨
અંતરામની ધરે વાત, જો કોઇ સાચી ટેક;
સાચા ટેક ને ભજન કરે તો, અંતર ઘટમાં એક. ૩
સાત સોનાકા નગર બન્યા, પારસમણિકી પોળ;
તુલસી હરિની ભક્તિ વિના, જમ કેરા ધમરોળ. ૪
કબિર કહે હમ હતા તબ હરિ નહીં, હરિ હે તબ હમ નહીં;
સબે અંધારા મિટ ગયા, દિપક દેખા ઘટ માંય. ૫
ગગન મંડળના ગોખમાં, નર પોઢ્યો નિરાધાર;
સબુ જગ્યું જેની સેવા કરે, રામ, કબિર, રણુંકાર. ૬
કબિર કબિર ક્યું કરો, જાનો આપ શરિર;

પાંચે ઈંદ્રિ વશ કરો, આપે દાસ કબિર. ૭
કડી કમાન કબિરતણી, પડીહે મેદાનમાંઈ;
સુરા હોય સો બેચ લે, નહીં કાયરકા કામજ. ૮
રણુંકારમાં ઝણુંકાર હે, ઝણુંકારમેં જોતી;
એ જોતીમાં મહા સુંન હે, મહા સુંનમેં મોતી ૯
કબિર એસા કોન મિલા, ઘટમાં અલખ લખાય;
બિના બતિ બિના તેલસેં, જલતી જોત દેખાય. ૧૦
જાકે ખાવે બાંધ નહી, શરમ નહી મન મહાંય;
તાકે સંગ ના ચાલીએ, છોડ ચલે વન મહોય ૧૧
પર ધન પથર જાણીએ, પર સ્ત્રિ માત સમાન;
હેત કરી હરિ ના મિલે, તો તુળસીદાસ જમાન. ૧૨
ઢોર પડંતા મનુષ્ય ભડયો, ભુલ્યો શીંગને પૂંછ;
તુળસી હરિકે ભજન વિના, ધિક ડાઢી ધિક મૂછ. ૧૩
ભગત બિજ પલટે નહી, જો જુગ જાય અનંત;
ઉચ નિચ ઘેર અવતરે, આખર સંતના સંત ૧૪
બાહેર ભીતર હરિ ખડા, દુનિયાં ન જાણે ભેદ;
કવિ પંડિતકું ગમ નહીં, થાકે બાપડે વેદ. ૧૫
નામે પ્રાશ્ચિત પરજળે, નામે છોડે રોગ;
નામ સમોવડ કો નહી, તપ તિરથને જોગ. ૧૬
આખી સાખિ સિર કટે, આખી કહાં સમાય;
રતિ એક ઉતરે ઘટમાં, અમર લોક લેજાય. ૧૭
કોટી ચંદકી શિતળતા અરૂ, કોટી સુરજકો તેજ;
[illegible] પુરૂષકી, અમરપુરકી સ્હેજ. ૧૮

તુળસી આ સંસારમાં, ભાત ભાતકે લોક;
સબસેં હીલ મીલ ચાલીએ; નદી નાવ સંજોગ. ૧૯
પરથમ નમુ ગુરૂદેવને જેણુ આપ્યુ નિજ જ્ઞાન;
જ્ઞાને ગોવિંદ ઓળખ્યા, છુટ્યું દેહા અભિમાન. ૨૦
અવરી તારા પુત્રને, મધુરા સમરે મોર;
બ્રાહ્મણ ઘાંઆસુને વાણીઆ, રાતે સમરે ચોર. ૨૧
કબીરકા ઘર ચોકમાં, ગળકટેકી પાસ
જેહે સો નર ભોગવે, કુણુ બેટા કુણુ બાપ. ૨૨
દેખાતા પગ ઉજળા, મનમાં મેલઃ ભાઇ;
આંખો મીચી મુની ભયો, માછલી ગટકાઇ. ૨૩
મૂરખ મન મમતા કરે; ક્ષું રણુ સંબ ખાય;
સમા કટમાં જીવડા, તેને પાણી કુણુ પાય. ૨૪
સમોરે કહુ કે રામદે, હિરો કહુ કે લાલ;
જેને રામદે ભેટિઆ, તે નર થઇગયા ન્યાલ. ૨૫
રંગ હીસે રંગ ઉપજે સબ રંગ દેખા એક;
કોન રંગહે જીવકા, તારક કરણુ વિવેક. ૨૬
અમૃત રૂપી જીવહે, શબ્દ સોહાગા શ્વેત;
જઇ બુંદ જલકુ હતી, કહે કબિર કોઇ દેખ, ૨૭
શબ્દ હમારા આદિકા, પલ પલ કરણુ યાદી;
અંત ફલેગી માંહલી, ઉપરકી સબ ખાદી. ૨૮
શબ્દ હમારા તુમ શબ્દકા, સુનિ મત જાણુ સરક;
જો ચાહો નિજ તત્વકો, શબ્દકે લેણુ પરખ. ૨૯

સુરનર મુનિ યતિ પીર ઓલીયા, જુનર પાયા તીને જાતા;
કબિર કહે શંગેકી સાકર, ક્યા કર કરેખ ખાના. ૩૦
કબિરની માએ કબિર જનમીયા, કછુ ન પાયા સુખ;
ઉસે કાલે કબિર ફર્યો, તો પાને પાને દુઃખ. ૩૧
શબ્દ શબ્દને અંતરે, સાર શબ્દનો છે તે
કહે કબિર જ્યાં સાર નહી, ધીક જીવન તે. ૩૨
શબ્દે માર્યાં ગિર પડા, શબ્દે છોડયાં રાજ;
નિજ નિજ શબ્દે વિવેકીયા, તિનકા સરીગયા કાજ. ૩૩
બૂઝેકો કછુ દિજીએ, યથા શક્તિ જો હોય;
તા ઉપર શિતલ વચન, લખો આતમા સોય. ૩૪
જોગી, જંગમ, સેવડા, સન્યાસી, દરવેશ;
છુડા કીજીએ તિમ તેને, નહી બિનને મેખ. ૩૫
અકાળ મૃત્યુ હરણું, સરજન્યા દખીના શ્રમ;
વિષ્ણું પાદકો પિત્વા, શિરસા ધારી એમ હમ. ૩૬
સ્મરણ બુટી પ્રેમકી, હીરદામાંની ચોર;
કયા કંચન હોતહે, વા બુકુક જોર. ૩૭
શીળ અહે સંતોસ અહે, દયા હોય બળવંત;
સબપર દ્રષ્ટી સમ રખે, વાકા નામ મહંત. ૩૮
ચલના ભલા ન કોસકા, દુહીતા ભલી ન એક;
માંગના ભલા ન બાપકા, પ્રભુ રાખે જો ટેક. ૩૯
દયા મુક્તકી કોટડી, શીળ સંતોસી જાણુ;
તાકે બિચ બિચ બિચાર જ્યું, જ્યું આકાશી બાણ. ૪૦
દયા, દાનને દીનતા, એ હરિજનની રીત;

ભમરણુ, બંદુકી, એસ, એ સંતોની રીત. ૪૧
કર્મ ચંદન કહાં મહાંઆમરી, કયાં સાકેર કયાં નીર;
જેમ જેમ પડે વિપતી, તેમ તેમ સહે શરીર. ૪૨
અનેક અવતાર ઇનસેં હુવા, જ્યું આયનીસેં દીપ;
ઇનસેં ઉપજે ઇનસેં સમે, પણ પુરૂષ સદા અજીત. ૪૩
પંચ તત્વકા પુતળા, યુક્તિ રચી મેં કીવ;
મેં તોકી પુછો પંડીત, શબ્દ બડા કે જીવ. ૪૪
પંચ તત્વકા પુતળા, ધરિયા મનુષાવતાર;
એક કલાક બિછુરે, બિછલ સોત સબ ડાર. ૪૫
નહી મેર નહી મેદની, નહોતા પરણી આભ;
ચાંદોને સુરજ દોનુ નહોતા, તેરી ખણી મારો આપો આપ ૪૬
પિરને પોકારે મુની માલથી, જતી તારો ધર્મ સંભાળ;
પોતાના પુંન્ય વિના પાર નહી, ગુર વિના મુક્તિ નવધાર. ૪૭
બાલ કાટે સોહી સદ ગુર, મીટે જીવનકી આશ;
આપ પસવાજી ગાતહે, આગે ભયા કબિરદાસ. ૪૮
સહેજ મીલા સો દુધ બરાબાર, મંગલીયા સો પાણી;
ખેંચલીયા સો રક્ત બરાબર, બોલ્યા કબિર વાણી. ૪૯
[illegible] હોજો લીમડી, એની સીતળ હોજો છાંય;
બાંધવ હોજો બોલણા, તોય પોતાની બાંય. ૫૦
ભુખ ઢાંકણ ઢાંકણું, જગનુ ઢાંકણુ જાર;
બાપનું ઢાંકણુ બેટડો, ઘરનું ઢાંકણુ નાર. ૫૧
જળ વિના ઝુરે પંખણી, બાંધવ વિના ઝુરે બ્હેન;
પુત્ર વિના ઝુરે માવડી, ચંદ્ર વિનાની રેન. [illegible]

આ પુસ્તકનુ ખરચ જતાં વધેલાં નાણાં ધર્માદા ખાતે આપવામાં આવશે.

# સર્વે શોખીનોને સુચના.

આ ભજનાવળીનો બીજો ભાગ હવે પછી થોડા દીવસમાં બહાર પાડવામાં આવશે માટે જેમને ગ્રાહક થવાની ઇચ્છા હોય તેમણે અમને નીચેને સરનામે પત્રદ્વારાએ ખબર આપવી અગર રૂબરૂ મળી ખબર આપવી. જેમના તરફથી ચોપડી બહાર પડતા અગાઉ ખબર મળશે તેમને અગાઉથી ગ્રાહક થએલા સમજી રૂ. ૦—૩—૦ લેવામાં આવશે. અને પાછળથી ગ્રાહક થનાર પાસેથી રૂ. ૦—૫—૦ લેવામાં આવશે.

પા. નાગરભાઇ ગોવીંદભાઇ

ઠે. કાકરખાડ. મુ. નડીઆદ

## પુસ્તક મળવાનુ ઠેકાણું.

પા. બાહેલાલ મોતીભાઇ ના. પા. છોટાલાલ મોતીભાઇ

મુ. નડીઆદ ઠે. કાકરખાડ મારીદરવાજામાં

છગનલાલ [illegible] મુ. [illegible] ઠે. [illegible]